॥

॥ … જ સર્વેપર પ્રસન્ન છે.

# …ગડજી મહારાજના ગરબા.

અને ૧૮-૨૩

# આરતીઓ.

---


શુદ્ધ કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,

તંબોળી પરસોતમ છોટાલાલ;

તથા

તંબોળી અંબાલાલ છોટાલાલ.


---

[illegible]


સાર્વવિજય પ્રેસ—[illegible] નવા રસ્તા—અમદાવાદ

---

સંવત ૧૯[illegible]૩ અને ૧૯[illegible]

---

કીંમત એક આનો.

૧૯૧૩.

॥ શ્રી ॥

# રણછોડજીના ગરબા

---

( અલબેલાનિ અંબે માત જોવાને જઈએ. ) રેમ

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા.

કરી બોડાણા પર મહેર. હો મોરલીવાળા ૧.

અકળ કળા અલબેલા તારી. પાર ન પામે શેષરે.

વેદ વાણી વાણીમય પામ્યા સમજ્યો નહી લેશ. રણછોડ ૨

મહા મોહાટમ મહારાજ તમારી, મુખથી કેમ કહેવાયરે

સમુદ્રમાંથી ચાંચ ભરે જેમ. પક્ષીની તૃષ્ણા જાય. રણછોડ. ૩

મંદગતી મહારાજ મારી, મલીન મારૂ મનરે.

શરણે રાખો શામળીયા મને. જાણી તમારો જન. રણ. ૩.

દ્વારકાના વાશી, રાય રણછોડ તમારૂ નામરે:

ઘણી દયા ગુજરાત પર રાખી, આવ્યા ડાકોર ગામ, રણ. ૪.

બોડાણાની ભક્તિ ભાવી. બુદરજી ભલી તમનેરે:

અદ્ભુત ઠાગીયા ધરણીધર, દુર્લભ છે અગમ નીગમ. રણ ૫.

ધન્ય બોડાણા ધીરજ તારી. ધન્ય ધન્ય તારી માતરે.

પાતળીઆ પોતાના રાખ્યા, હેતે ઝાલ્યો હાથ: રણ. ૬.

શીતેર વરસ સેવા કરીને, શામળીઆ સમજાવ્યારે;

ડાકોરથી તો દ્વારકાં માંહે, વરશે બે ત્રણ ફેરા ખાવા. રણ. ૭.

કરમાં તુળશી વાનીને, જઈ ચતુરભુજને ચડાવીરે.

ગુરુજીતો પ્રસન્ન થયા ને, દીલમાં દયા આવી, રણુ. ૮.
નબેલા એમ બોલ્યા મુખથી, બોડાણાની સાથરે:
અંત આવીને કહ્યું, તે કોઈ ન જાણે વાત. રણુ. ૯.
ઘણા દીવસ તેં મારે કાજે, મોટું કષ્ટ કીધુરે:
તારૂ વરથ થયું, ને જોઈ મારૂ મન બીધું. રણુ. ૧૦.
માટે હું તારી સાથે. આવું તારે ગામરે,
ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણુ. ૧૧.
મારૂ માની કાલે, જા તું ડાકોર ગામરે:
વેહેલ લાવ તું વાત ન કરે, મનમાં રાખી હામ. રણુ. ૧૨.
બોડાણો કહે બાપજી હું, વેલ કયાંથી લાવુંરે,
મારે ઘેર તો નથી મહારાજ, કેમ કરીને આવું, રણુ. ૧૩.
મોહનજી કહે માગી લાવો, જેવિ તેવી વેહેલરે:
જાત જોયાનું કામ નથી, બે જોડી લાવો બેલ. રણુ. ૧૪.
બોડાણાને વચનજ આપી, વીદાય કીધો વળતીરે:
વનમાળી કહે તારે મારે, વાત આવી છે મળતી. રણુ. ૧૫.
વારૂ કહીને વીઠલજીને, ચરણે પડયો કરજોડરે:
લજ્જા મારી લટકાળા તમે, રાખજો શ્રી રણછોડ. રણુ. ૧૬.
અતી આતુરતા અંગમાં ને, આવ્યો ડાકોર ગામરે;
પાડોશીને પેરે કરી મારે. તમ સરખું છે કામ, રણુ. ૧૭.
ઉપકાર માનું તમ તણો, જો આપો બળદને વેલરે:
જાવું દ્વારકાં છેલો ફેરો, તીકમજીની ટેલ, રણુ. ૧૮.
પુરવાશી પાડોશી કહે ભાઈ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી જા, ભાઈ ભાગ્ય તારૂ ફળશે, રણુ. ૧૯.

હેવું સાંભળી ઉઠ્યો પોતે, વારૂ કીધી વેહેલ જોડીરે;
વેલા કરતાં વનમાળીના, મંદીર પાછળ છોડી. રણ.
ગુગળી સઉકો હસવા લાગ્યા, કઉતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યા, લઈજવાને નાથ, રણ.
વેહેલને બે બળદ જોતાં, હસે ને મુખ મોડેરે,
અરે ભાઈ ભુવનમાં ન મળે, આવી બીજી જોડ, રણ.
બોડાણો કહે હસો ભાઈઓ, હસવા સરખી વાતરે;
ઈશ્વર ઈચ્છા કોઈ નવ જાણે, કેવું થાશે પ્રભાત, રણ.

સંધ્યા થઈને સેન કરાવ્યું, રણછોડજીને રંગ મેંરેરે:
અરધી રાતે ઉઠ્યા પોતે, પ્રીતમે કરી પેર. રણ. ૨૪
તાળાં તોડ્યાં ભુગળ ભાગી, આવ્યા મંદીર બહારરે:
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર, રણ. ૨૫
જાગ જાગ તુ ઝટપટ કરીને, વિઠ્ઠલ કહે વેલ જોડરે,
બોડાણો જબકીને જાગ્યો; દીઠા શ્રી રણછોડ, રણ. ૨૬
ગદગદ કંઠે ગળગળુ બોલે, થર થર ધ્રુજે અંગરે
ગોવીંદજી હવે શી ગત થાશે, તમો રાખજો રંગ. રણ. ૨૭

બળદતો બેસે ને ઉઠે, ચાલે નહી લગારરે;
પ્રાતઃસમે તો પકડશે મુને, મારસે બહુ માર, રણ. ૨૮
જગજીવન કહે જેમ તેમ કરતુ, ઝાંપા સુધી કાઢરે,
હાકીશ પછી હું હેત કરીને, માનીશ તારો પાડ, રણ. ૨૯
જેમ તેમ કરતાં ઝાંપા સુધી, પાછલી રાતે પોહોચ્યારે,
રાસ પરણો પોતે લીધા, બોડાણો માંહે સુતો, રણ. ૩૦
વેગે વેહેલ ઉડાડી પોતે, અંતરીક્ષથી અલબેલેરે;

રેડને ડાકોરની વચ્ચે, આણુાને તે મેલે.
ાણુાને કહે જગજીવન, જાગી જોને વાટરે; રણુ. ૩૧
ઃ થયો ઉઠ આળસ મેલી, જો આવ્યો કાંઈ ઘાટ,
મ ઉઘાડી ઉંચું જોયુ. બોડાણે તણી વારે; રણુ. ૩૨
ાળીયા સીમાડા મારો ગામ તણો નીરધાર;
ભેસો ઉતરીઆ હેઠ, લીંબ તળે લટકાળોરે; રણુ. ૩૩
રામ કીધા વાલાજીએ, થંભાને થાક ટાળો.
ડાનું લટકાળા તમે, એક ડાળ કીધુ મીઠુંરે; રણુ. ૩૪
ક અડકાડી કટવાસ કાડી, તે સઉએ નજરે દીઠે.
પાતળીએ ત્યાં પગલાં પાડયાં, પોતાનાં સાક્ષાતરે. રણુ. ૩૫
અદ્યાપી એંધાણી તેની, સરવે જાણે વાત.
એમ કહી અલબેલો આવ્યા, ડઢબડ ડાકોર ગામરે. રણુ. ૩૬
બોડાણા અત્યે એમજ બોલ્યા, મને રહેવાને કર ઠામ.
ધરણીધર કહે ધામ તજ્યું મેં, તો સઉ કોઈએ જાણ્યુંરે. રણુ. ૩૭
મંદીરમાં મુજને નહી દેખે, ત્યારે વાસે વહાણું,
ધશ મશ કરતા ધાઈ આવશે, ગુગળી ઘર વાળારે; રણુ. ૩૮
સામળીઆ કહે મુજને સંતાડી, તું ઝાલી બેસને માળા. રણુ. ૩૯
ગોમતીમાં ગોવીંદજી પેઠા, વાવ્યમાં વનમાળીરે,
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દીવસે ચાલી. રણુ. ૪૦
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમ બોલ્યારે,
બોડાણો ગોરસ લઈ મળવા, ગયા સઉના પેહેલા. રણુ. ૪૧
આવતામાં આંખ ચડાવી, ગુગળીએ વિક્રાળરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો ભુદરજી ભુપાળ; રણુ. ૪૨

બોલ બોલ કહી બરછી મારી. મુરછાંગતીને પાડ્યારે:
અંગીકાર કરી અલબેલે, હજીએ દીશે ખાંડા, રણ.
ગોમતીમાં રૂધીર થયુંતે, જાહેર જુગ મોઝારેરે:
એ એંધાણે અલબેલોજી, સોધી કહાડ્યા નિર બહાર. રણ.
બે વચન દીયાં ભગવંત બોલ્યા, હું હવે નહીં આવુંરે;
મુજ બરોબર સોનું લઈને, કરો તમે મન ભાવ્યું. રણ.
લાલચમાં લપટાયા સરવે. લોભમાં લેવાયારે:
સરકાર સરવે પંચ મળીને, તાશ તીરે લાવ્યા. રણ.
સામા સામી લખી લઈને, બોડાણો એમ બોલ્યોરે:
એકાંતે અલબેલા સાથે, પ્રીત પડદો ખોલ્યો. રણ. ૪૭
માહારાજ મુજ પાસ નથી. વાલ કેરી વીંટીરે;
સોનું જોઈએ સ્યામ બરાબર, ચિતમાં ચીંતા પેઠી. રણ. ૪૮
ગોવીંદજી કહે ઘેર જઈને, ગંગાબાઈને પુછોરે:
શવા વાલની વાળી છે, લાવો ક્યાં તમે ઉજો. રણ. ૪૯
ઘેર આવીને ગંગાબાઈને, વાત કહી વીસતારીરે.
વાળી લઈ વનમાળી તેડે. ગોવીંદની ગત ન્યારી. રણ. ૫૦
તરત લઈને તીરે આવ્યાં, વાળી રાખિ પાસેરે;
લજ્યા રાખો લટકાળા હું, ચરણ કમળની દાસ. રણ. ૫૧
વડની ડાળે ત્રાસ બાંધ્યો, ત્રિકમજીને તોળ્યારે;
વાળિ નમીને વાલમ કસ્યા, પછી જે જે સઉકો બોલ્યા. રણ. ૫૨
આંખા થઈને જગજીવનને, સુગળી ગાળો દેછેરે;
કાળા તુજમાં કપટ ભર્યું છે, જુઠ ઝાઝેરી કહેછે. રણ. ૫૩
બાળપણે તે મામો માર્યો, મથુરાં નગરી માંહ્યરે;

લગી અમને છેતરાવ્યા, હવે જઈએ ક્યાંય. રણ. ૫૪
કહે પાછા ફરો જાઓ, દવારકાં મોઝારરે;
મારૂ શેવંત્રીમાં છે, તે કહાડજો બહાર. રણ ૫૫
થઈ નીશાસો મુકા, ગુગળી ઘેર પધાર્યારે;
માં જઈને જોયું પ્રભુ, ત્યાંતો પધાર્યા, રણ. ૫૬
બારને બારમાં, બાકી કશી ન રાખીરે:
ફરીને ડાકોર આવ્યા, તે શરવે પુરે શાખી. રણ. ૫૭
પાંચશે અગનોતેરા, સુધી અલબેલે એમ કીધુંરે;
ત્યાં લગી તો ગોમતી તીરે, શઉને દરશન દીધું. રણ. ૫૮
અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટોરે;
પીલાજીશું પરપંચ કીધો, મનમાં મેલ છે ખોટો. રણ. ૫૯
તેણે મન માન્યું મોહનજીનું, મંદીરતો આદરવુંરે:
જગજીવનને જોગ મેળવવો, પરમેશ્વરનું કરવું. રણ. ૬૦
કામજ કીધુ જાણિ વજર, રતનશીંધને તેડેરે:
મોહનજીનું મંદીર મોટું, કરવું દિવસે થોડે. રણ. ૬૧
મંદીર કરીને મહારાજને, પધરાવ્યા તાંથી પ્રીતેરે:
સંવત સત્તર એકાસીમાં, રંગીલા રંગ રીતે. રણ. ૬૨
માણેકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વઇસ્ણવ વાજીંત્ર લઇ, સરવે સમાજે આવે. રણ. ૬૩
મોટુ મહાતમ જાણીને, જન સરવે દરશન આવેરે:
ભેટ શામગ્રી સણગાર સારા, શામળીઆને લાવે. રણ. ૬૪
મેળો મહાભારત થયો, તે મંદીરમાં ના માયરે;
જગજીવનને જોવા તેતો, જન ઘણા ત્યાં જાય. રણ. ૬૫

ત્યારે મહારાજે મનસુબા કીધા, મંદીર મોટુ કાજેરે: રણ.
ઊંચે આશને અમો બેસીને, દરશન સઉને દીજે.
ત્રાંબેકરને તરત કહ્યું તે, ક્ષણું ન લાગી વારરે: રણ.
ડાકોરમાં તે દોડી આવ્યો, પુનાનો રહેનાર.
આવીને અલબેલા કેરૂ, આરંભ્યું મંદિરરે: રણ.
સલાટ સારા શોધી કહે છે, વેગે કરજો વીર.
કામ કરતાં કસર ન કરશો, પહંશો પુરા પાકુ રે: રણ.
ધનતો ધરણીધરનું સરવે સ્યામ મુસ્તક ગાડુ.
પાયામાંતો પથર પુર્યાં, કાશુ ડોળ્યું સારરે: રણ. ૭૦
મોહનજીનું મંદીર કીધું શોભાનો નહી પાર,
મહારાજનું મંદીર થયું, ત્રીજે વરશે તઇઆર રે: રણ. ૭૧
પ્રભુજીને પધરાવવા તણો, કીધો છે નીરધાર.
સરવે મળીને શામળીઆની, પાશે આવ્યા પ્રીતેરે: રણ. ૭૨
મહુરત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે.
મહુરત જોઈ જોશી કહે છે, મંદીરમાં પધરાવોરે: રણ. ૭૩
મોટુ મહુરત આજ દહાડા, ફરી ન આવે આવો.
અલબેલાજીને ક્યિંક પણ, ખસે નહી તલ માત્રરે: રણ. ૭૪
વીચારિ સહુ વિસ્મે પામ્યા, ગળીયાં શહુનાં ગાત્ર.
શું થાશે શામળીઆ મોટુ, મંદીર મીથ્યા થાશેરે: રણ. ૭૫
ત્રાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે.
પુન્યદાન બહુ પેરે કીધાં, પાતળીઓ પધરાવવારે: રણ. ૭૬
તોયે પણ મોહન ના માને, મોટે મંદીર જાવા.
સાંજ પડીને સઉકો થાકયા, કાંઈ ન સુજે વાતરે;

બેલાને એમ ગમ્યુ ને, હેતા પડીઆ હાથ. સગુ. ૭૭
કએ પ્રેર્યો પુરવાથી, કોઇ બોલ્યા આવી વાતરે,
જીવનને જોઇએ ભાઇઓ, બોડાણાની જાત. સગુ. ૭૮
કુળમાં કોઇ હોય તો, અલબેલોજી ઉઠરે:
. કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી ગ્રૂહ. સગુ. ૭૯
કરીને સોધી કહાડ્યો, કુળ મધેનો કોઇરે;
માં જગજીવન કે, મન રહ્યું છે મોહી. સગુ. ૮૦
પલાને અંગે અટક્યા, સંગે સઘળો સાથરે:
અંતરીક્ષથી ઉઠ્યા અલબેલા, તે કોઇ ન જાણે વાત. સગુ. ૮૧
પ્રીતિ કરી પાતળીયો લઇને, મોટે મંદીર ચાલ્યારે:
સીંહાસન ઉપર શામળીયો, હરજી હેતે આવ્યા. સગુ. ૮૨
સંવત અઢાર અહાવીસેં, પ્રીત કરી પધાર્યારે:
સહુને સુખ આપ્યું શામળીયે, અંગે રંગ વધાર્યા. સગુ. ૮૩
બોડાણાનું બંધ જણાવા, વંશ બોલાવ્યા વાહાલેરે:
ત્રીકમ તેને તેડીને, સરપાવ સારા આલે. સગુ. ૮૪
ઠાકોર કહે દ્વારકાં, ને ત્રીકમજી તતકાળેરે:
લવલવ મારી લેખે લખજો, તમો પીતા હું બાળ. સગુ. ૮૫
સિંહાસનની શોભા સારી, આરસનું માંહિ કામરે:
મધે મોહન તમો બીરાજો, જોવા સરખું ધામ. સગુ. ૮૬
સરણુ કમળનું ચીતવન કરતાં, ચીંતા ચીતા બોલાયરે:
નેપુર ઝાંઝર ઘુઘરીઆ, અલબેલા લેવું બલાય. સગુ. ૮૭
પીતાંબર પીળું છે તેની, કસબી સુંદર કોરરે:
જરીત કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘમઘોર. સગુ. ૮૮

તન મન ધન તે ત્રીકમ ઉપર, સરવે નાંખું વારી. રણ. ૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે;
અવગુણનો તો આંક નથી. તમો શામળીયાજી સેહેજો. રણ. ૧૦૧
જો મોહન મનમાં જાણોતો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહી ત્રાહી શરણાગત રાખો, રંગીલા રણછોડ. રણ. ૧૦૨
જે જે અવગુણ જોશો તે પ્રભુ, મુજમાં ભર્યા ભરપુરરે;
આળ કરોતો ઉડી જાઉં, જેમ આકડાનું તુર. રણ. ૧૦૩
શામળીયા તમે સામું જુઓ. સ્નેહધરી શામરે;
મન ફેરવો મોહનજી મારૂ, રીજે થાએ કામ. રણ. ૧૦૪
ચરણ કમળમાં ચીતડું, મારૂ તાણીને તમો રાખોરે;
ધણી થઇ ગીરધારી મુજને, તરછોડી ના નાખો. રણ. ૧૦૫
બેઉ કરજોડી ચરણે લાગુ, સો સો કરૂ પ્રણામરે;
રણછોડને તમો રાખી રહીઆ, દાના જાત ગુલામ, રણ. ૧૦૬
રાય રણછોડનો ગરબો, જે કોઇ ગાસે પુરણ પ્રીતેરે;
તે ઉપર રીજે રંગીલો, રસબસ થઇ રંગ રીતે. રણ. ૧૦૭
સાહુ મળીને સાંભળજો ભાઇ. કહુ છું વારંવારરે;
ભુલ્યા ચુક્યા મારૂ કરજો 'કરતા છે કીરતાર. રણ. ૧૦૮
સંવત અઢાર અગનોતેરે, આદમ આશો માસરે;
કૃષ્ણ પક્ષને રવિવારે. ગુણ ગાય છે રણછોડદાસ. રણ. ૧૦૯

## રાગ પુનમચાંદનીનો.

સુંદર સ્યામની શોભા ખીલી ઘણીરે,
બીરાજે ડંકપુરમાં રાય રણછોડ, હેતે નમીએ સંગાતે સંતો આપણેરે,
રાખી એક દ્રષ્ટીથી, નીરખીએ સુરતાથી શુભ સાર,

ચતુર્ભુજ ચીત ચાહીને, ઉપ ક્તારી ચીતાર.
જેથી પુર્વ જનમનાં પાપ, જશે પળ એકમાંરે;
ભાગે ભ્રાંતિ શાન્તી કરતા, શ્રી ગોપાળ. હેતે નમીએ. ૧
હીરા રત્ન જડીત્ર છે, મણી મય મુગટ સીશ;
મોર પીછ કલંગી ધરી, સીરપર શ્રી જુગદીશ.
તેના તેજ તણો નહી પાર, અતીચળકાર છેરે;
ફેંટો વેંટયો સુંદીર પેચ પુરા પચરંગ. હેતે નમીએ. ૨
ભાલ તીલક કેસર કરી, કસ્તુરી અતિ ખાસ;
કમળ નયન ભ્રગુટી ભરી. સરીમુખ મંદ હાસ્ય.
ધારી મધુર મોરલી અધર કર સામીનેરે,
કાંને કુંડળ જડીયાં નીલ મણી નંગ. હેતે નમીએ. ૩
તન અત્તરથી તર કરી, પીતાંબર બહુ બેસ;
જામા જરકસી કૃષ્ણના, ખભે ખાંતીલો ખેસ.
જાઈ જુઈ ગુલાબ ચંપા તુળસી હાર છેરે,
કમર કસી છે પટક કેસર કરણા નંદ. હેતે નમીએ. ૪
મુક્તા માળ મોહન ધરી, કંઠે ગેંકાવળ હાર;
ચંદન હાર ચીત ચોટતું, મણી માંણક સણગાર.
હીરા કંઠી નવસર હાર હરીને ઓપતારે.
ઉજવળ સ્ફટીક કંઠીયે મોહન માળા હાર. હેતે નમીએ. ૫
કટી કંદોરા કનકના, પોંચી રત્ન જડીત્ર;
બાજુબંધ બાંહે ધર્યાં, મુદ્રિકા મણી ચીત્ર.
દસે આંગળીયો દીપી છે દીનાનાથનીરે,
વેડ વીંટી સોભે લોભે મન લલચાય; હેતે નમીએ. ૬

ઝાંઝર પાયે ઝમકતાં, તોડા તેજ વીશેસ;
છે સોનાનાં સાંકળાં, અલંકાર બહુ બેસ.
ઝુમખે લુમખે ઝાઝી ઘુઘુરીનો ઘમકાર છેરે;
પગ નાજુક અંગુઠી પ્રભુની પુર્ણ પવિત્ર. હેતે નમીએ. ૭

કટીપરી હીરો ચળકતો, ચતુર્ભુજ ઘનસ્યામ;
સુસોભિત છબી ન્યાળીને, પામે મન વિશ્રામ.
શંખ ચક્ર ગદા પદ્મને ધારણ કરીરે;
સનમુખ ઉભા શ્રીજી ચૌદ લોકના નાથ. હેતે નમીએ. ૮

કનક પાવડાં કૃષ્ણની, પાય સમીપ સોહાય;
સેવા છત્ર સીર ઉપરે, પળ પળ ચમર થાય.
છડીદાર ખમા ખમા કરતા નાથનેરે,
રસીયા વસજો મારે હૃદીયે પ્રાણ આધાર. હેતે નમીએ. ૯

ઉતારી પ્રભુ આરતી, વર્ણવુ બીડ અપાર;
અંગ ઉલટ માતો નથી નીરખી નંદ કુમાર.
સ્તુતી કરતાં સામળીયાની સુખ પદ પામવારે. હેતે નમીએ.૧૦

## મંગળા આરતી. ૬

સાંવરામને તો છે તારો આધાર; હેતે નમીએ સંગાથે સંતો આપણેરે.
લક્ષ્મીનારાયણ રણછોડ, વસો મારી હૃદીયામાં,
સુખ સાગર શ્રી રણછોડ વસો મારી રૃદીયામાં;
પ્રાતઃસમે પ્રભુના મુખ નીરખી, આનંદ ઉર ન સમાયરે;
સુરીનર મુનીવર વેદ વખાણે નારદ સારદ ગાય. વસો.
કોટી વદન છબી મુખ પર વારી, અકલીત રૂપ અપારરે;

મંગળ રૂપ મનોહર દીસે; સેવક સુખ ભંડાર. જેસો.
તાલ મૃદંગ વીણા રસ વાગે. સુખ મોરલી ધ્વન ઘોરેરે;
પ્રેમ કરીને પધારસ બંધુ, ગોપી ચંદ્ર ચકોરરે. જેસો.
કંચન થાળ કપુર ભરી માંહી, પાંચે જોત પ્રકાશરે;
આરતી ઉતારે મારા અલબેલાની, રાધા રમણ વીલાસરે. જેસો.
અષ્ટે સીદ્ધી આગળ ઊભી, મુખથી રહી કરજોડરે;
પ્રાણજીવન પરસોતમ સ્વામી. રાજ કરે રણછોડ. જેસો.

## આરતી ૨.

જે રણછોડરાયા જે રણછોડરાયા,
આરતી કીજે મહારાજાની સોપે નવ માયા. જે રણછોડ ટેક. ૧
મોર મુગટ શીર છત્ર બીરાજે, મણી માણક ચળકે. જોને મણીક
પુષ્પ બહુ મુગતાના તોરા ચરણ સુધી લળકે જે રણછોડ. ૨
પાઘ કસુંબી ઝીણા સર બંધ છોગાં બહુ વરીયાં (૨)
તીલક લલાટ હીરા માણક મોતી બહુ ભરીયાં. જે રણછોડ. ૩
કેશરી આડ મકરાકૃત કુંડળ, દધી સુત બેઉ જડીઆં, (૨)
એક કટાક્ષ ભ્રકુટી કેરાં ત્રણ ભોવન ઘડીઆં, જે રણછોડ. ૪
અમુલ વરની આંખડલી, ધર્યું ચુંબક ગાલે, (૨)
મુખારવીંદ તણી શી શોભા કેસર છે ભાળે. જે રણછોડ. ૫
અમુલ્ય હીરા હોઠ બીરાજે, કોટી રવી ચળકે, (૨)
કૌસ્તુભ મણી કંઠમાં ઓપે માળા બહુ લળકે, જે રણછોડ. ૬
અનેક આભુષણ રત્ન હીમનાં પુષ્પની માળા, (૨)
તુળસી હાર ચડાવે પ્રભુને તે જન બહુ વાલા. જે રણછોડ. ૭

જરકશી જામો અંગે સોહે વીવીધ બહુ ભાતે, (૨)
ઇંદ્રાદીક બ્રહ્માદીક સર્વે સ્તુતી કરે ખાંતે. જે રણછોડ. ૮
ચતુર્ભુજ પુરૂશોતમ પુરણ અવીનાશી નામે, (૨)
શંખ ચક્ર ગદા પદ્મ બીરાજે એવ દક્ષણ વામે, જે રણછોડ. ૯
કટી મેખલા પીતાંબર ઉપર, બાંધ્યાં છે પટંક; (૨)
દીનાનાથ દીસેછે દયાળુ, અજબ બન્યો લટંક. જે રણછોડ. ૧૦
ચરણ કમળ આનંદ સાગર, શેવક સુખકારી; (૨)
જે જન આવી નીરખે પ્રભુને દુઃખ કાપે ભારી. જે રણછોડ. ૧૧
છડી વાંસળી નેપુર ઓપે; નટવરને વેશે; (૨)
ગોપ થઇને ગાયો ચારી ગોપી રમ્યા રાસે. જે રણછોડ. ૧૨
જે પ્રભુ આપ અનાથનો નાથ, તે ડંકપુર વાસી; (૨)
ડાકોર નાથ થઇને બેઠા પોતે અવીનાશી. જે રણછોડ. ૧૩
આઠ શીખર ગોટીધર ઉપર ચોઘડીઆં વાગે, (૨)
નોબત શબ્દ સુણે જે પ્રાણી, દુઃખ તેનાં ભાગે, જે રણછોડ. ૧૪
દરશન દીનાનાથ દયાળુનાં જે આવી કરશે, (૨)
કોટી જનમનાં પુરણ પ્રાશ્ચિત તે પળમાં હરશે. જે રણછોડ. ૧૫
આરતી એ પુરશોતમ કેરી પ્રેમ ધરી ગાશે, જે કોઇ પ્રેમ ધરી ગાશે.
સુખ સંપત પામી તે પ્રાણી વઇકુંઠે જાશે. જે રણછોડ. ૧૬

**ઇતિ શ્રી રણછોડરાય મહારાજની આરતી સંપૂર્ણ.**

## રણછોડજીના સાત વાર.

આદીત આનંદ શાશ્વત કહુંછુંરે, ગીરધરશું સહવાસ રહુંછુંરે, સોમે પામ્યા સુખ શીવજી ફળીયારે, શ્રી નંદજીનો લાલ જને મળીયારે. આ મંગળે મને હેત હરીશું લાગ્યુંરે, આ હૃદય ગીનું આણું હરિયે વાગ્યુંરે, આ બુધ આવ્યા શુદ્ધ જોવા જઈએરે, છાની કરીએ ગુજ વાહાલા થઈએરે. બ્રહસ્પતી ગુરૂ પરતાપ શાહુનેરે. આ શખી ઘણો આનંદ ગાવા વહુનેરે, શુક્રના શગ્ન શાહુને ગમતારે, આ લેતા તાળી હાથ રજની રમતારે, આ શ સંદેશા હરીને કાહાવ્યોરે, આ જોગ બન્યો છે આજ રમવા આવોરે શાત વાર જે ગાય નરને નારીરે, તેના વાશ વઈકુંઠ થાય દેવ મા

## રણછોડજીની તથી.

સખી પડવે પુરણ બ્રહ્મ. જે કોઈ જાણેરે
દશ રણછોડજીના ધરમ વેદ વખાણેરે,
સખી બીજે બોડાંણાજી બાલ કહે છે ગમારે
સમજશો તો રહેસે તાલ, ઉપજે એવારે.
સખી ત્રીજે તુલસીનાં વન. પ્રભુને પ્યારાંરે,
હાથમાં વાવે હરીના જન, શોભે સારારે.
સખી ચોથે ચાલા જાય વશમી વાટેરે,
રૂદીયામાં રણછોડરાય મળવા માટેરે.
સખી પાંચમે પળા પંથ તડકા તનમાંરે.
શેવા કરે હરીના જન માન મનમાંરે.
સખી છઠ છાપાં અંગ ધણીનાં ધરીયાંરે.
ગખે રૂદીયા સાથે રંગ હવે મન હરીયારે.
સખી સાતમ સુંદર સ્યામ મોહન મળીઆરે,
હુતો આવીશ તમારે ગામ ફેરા ફળીઆરે.

